# प्राचीन स्त्रीरत्न-पद्मिनी.



લખનાર,

રા. રા. ઝવેરી.—મોરબી.





પ્રકાશક.

ગણપતિરામ ઉત્તમરામ ભટ્ટ.

પ્રયોજક, રાજપત્રિકા અને વાર્તાવારિધિ.



અમદાવાદ.

શ્રી "મુદ્રણકલામંદિર" લિમિટેડ—ખાડિયા.



સંવત. ૧૯૫૫. ઇ. સ. ૧૮૯૯.

# પ્રસ્તાવના.

આ નાનકડી વાર્તા એક યુવાન લેખકની લખેલી છે. તે લેખકનો આ પ્રથમ પ્રયાસ જ હોવાથી તેમાં દોષોનું ભાન થશે; પરંતુ તે દોષોપ્રતિ લક્ષ કરવા વાચકને વિજ્ઞપ્તિ છે. આ વાર્તા, વાર્તાવારિધિ માસિકમાં એકવાર પ્રસિદ્ધ થઈ ગયેલી તેજ આ જૂદા પુસ્તકરૂપે પ્રકાશમાં મૂકાય છે. આ વાર્તામાં પ્રથમ પૃષ્ઠે "મહાશિવરાત્રીનો અતિ પવિત્ર દિવસ હતો" એમાં "મહાશિવરાત્રી" એ શબ્દો ભૂલથી લખાઈ ગયેલા લાગે છે; તે ઠેકાણે "…પર્વનો એક અતિ પવિત્ર દિવસ હતો" એ શબ્દો વધારે વાસ્તવિક …ને છે.

—પ્રયોજક.

# પ્રાચીન સ્રીરત્ન—પદ્મિની.



જગતશિરોમણી રવીરાજ પૃથ્વીપરની દરેક વસ્તુઓની મુલાકાત લઇ જનસમુહના મનને અપાર આનંદપમાડનાર— મેના— પોપટ— ભ્રમરાઓ વગેરેના ઉલ્હાસને નષ્ટ કરી, સુગંધી સર્વોત્તમ કમળપુષ્પોના પ્રફુલ્લિતપણાનો વિનાશ કરી, અલ્પ તેજવાળા પશુ પક્ષીઓને પ્રકાશમાં લાવી, માંસાહારી પ્રાણીઓ અને ઘુવડ વગેરે પક્ષીઓને વિહારમાટે રજા આપી ક્યારનાએ દ્રષ્ટિમર્યાદાની પેલીપાર પોતાના મુકામપર પહોંચી ગયેલ જણાતા હતા. સર્વાનુમતે સૂર્યની જગો ચંદ્રને સ્વાધીન કરવામાં આવી હતી.

આજ શિવરાત્રીનો અતી પવિત્ર દિવસ હતો. સૃષ્ટિલીલા હમેશ કરતાં આજે અદ્‌ભુત જણાતી હતી. શિવનોજ તહેવાર હોવાથી શહેરમાંના દરેક શિવાલયોને આજે આકર્ષાય બનાવી મુકવામાં આવ્યાં હતાં. જે આકર્ષણમાં શિવાલયોપરની નવી ધ્વજાઓ પ્રમુખ પદ ધારણ કરતી હતી. દ્વારોમાં શુભપ્રસંગદર્શક આસોપાલવનાં તોરણો ગુથીને બાંધી શોભામાં વધારો કરવામાં આવ્યો હતો. ચાકરને ખુશી કરી શેઠને મળવાના ઇરાદાપૂર્વક શિવના ગણ—ભૈરવ ગણપતિ, મારૂતિ વિગેરેને ખુશી કર્યાવિના શિવ ખુશી ન થાય માટે તેમને પણ યોગ્ય ભપકાથી શણગારવામાં આવ્યા હતા. ચિતોડ શહેરમાં ઠામે ઠામ લોકો ઉત્સાહથી ઉછળાઈ જતાં નજરે પડતાં હતાં. વૃદ્ધ—તરૂણ—બાળ—તમામ પુરૂષો અને સ્ત્રીઓ કપાળપર ભસ્મ ધારણ કરી પોતે શૈવી છીએ એમ બતાવવા સારા સારા વસ્ત્રાલંકાર પહેરી શિવાલયતરફ જવા નિકળી પડયાં હતાં. શિવાલયોની આસપાસ જનાસ્રોત વહેતો હતો અને અંદર "હર હર શંભો ! કૈલાસપતે ! હર હર હર!" વગેરે શબ્દોના ધ્વની અને પ્રતિધ્વની ચાલી રહ્યા હતા. આખા ચિતોડ શેહેરમાં ઉપર પ્રમાણે નિર્દોષ પ્રજામાં આનંદ પથરાઇ રહ્યોહતો ત્યારે રાજમહેલની અંદર આજે સર્વ શોકમયજ ભાસતું હતું. જનાનખાનાની અગાસીમાં એક પચીસેક વર્ષની તરૂણી સ્રી ઉભી ઉભી વિચારસાગરમાં ગોથાં ખાતી હતી. તારૂણીના પ્ર-

શસ્ત લલાટમાં આટલી ન્હાની ઉમરમાં પણ ચિન્તાની રેખાઓ અંકિત થયેલી જણાતી હતી. વયને અનુસરી તેની કાન્તી અવર્ણનીયજ હતી. તેના કુમળા ચરણોનાં તળીઆં બહાર પડતા નિતંબના ભારથી એવાં લાલચોળ થઇ ગયેલ જણાતાં હતાં કે મેંદી વગેરેનો આ રંગ હશે; પણ તે ધારણા ખોટી પડતી હતી. તેના કોમળ ચરણો અને હાથની આંગળીઓના સફેદ દુધી જેવા નખો આકાશમાં રખડતાં રઝળતાં ભુલા પડી થાકી જઇ વિશ્રાંતી લેવા આવેલ વીશ તારાઓનું મંડળ હોય એમ જણાતું હતું. તેના બહાર પડતા નિતંબો અને તે ઉપર આવી રહેલી કસુંબલ રંગની સાડી કામદેવને આવકાર આપી બેસવા આપવાનું હજરી મલમલની ગાદીવાળું સીંહાસન હોય એમ જણાતાં હતાં તેની વિચિત્રરંગના બુટાવાળી રેશમી ચોળીમાંથી બહાર નીકળવાને કોશેશ કરતા સ્તનો રાજ્યાભિષેક પ્રસંગને યોગ્ય સુવર્ણના કળશો જેવા જણાતા હતા. તેનો કેડ સુધી પહોંચતો ચોટલો જે આ વખતે ગુંથેલ નહીં હતો તે તે તારૂણીના શરીરમાં નહીં સમાવાથી બહાર નીકળતો શૃંગારરસનો ઝરો હોય એમ, જ્યારે પવન તે ચોટલાને હલાવતો ત્યારે લાગતું હતું. જ્ઞાનીપુરૂષો અને સંસારત્યાગી મહાપુરૂષો આ ચોટલાને ઉન્મત યુવાનોના ચિત્તરૂપી ચકોર અશ્વને વશ કરવાવાળો કામદેવનો ચાબુક લેખ્યા વિના રહે નહીં. તેના પ્રશસ્ત લલાટની મધ્યમાં કુમકુમના ઝીણી ટપકી ભ્રમરના એક નાના બચ્ચાની ઉપમાને યોગ્ય જણાતી હતી. તેના નેત્રની બે કમાનો કામદેવને રહેવાના બંગલાના બે દરવાજા હોય એવી જણાતી હતી. દાડમની કળી સરીખા તેના સફેત દાંત આ વખતે અરધા પરધા દેખાતા હતા.

વાંચનાર ! ચાલો આપણે પણ ખાનગીરીતે અગાસીના એક ખુણામાંથી વાતચીત સાંભળી હૃદયને શાન્ત કરીએ !

"ધીક્કાર છે મારા આવા રૂપને"—તે તારૂણી વિચારસાગરના કાંઠાપર આવી બોલવા લાગી—"મારા રૂપને ખાતર મારા પ્રાણને કેટલું વેઠવું પડયું? અહા ! એવું રૂપ શા કામનું કે જેથી બીજાને દુઃખ થાય? અરે વિધાતા ! તેં પ્રથમથી આટલું રૂપ મને બક્ષીસ ન કર્યું હોત તો હું નથી ધારતી કે મારા પ્રાણાધાર ભ્રષ્ટ નીચ મુસલમાનોના હાથમાં સપડાયા હોત ! અહા હા ! કોઇના દુઃખનું કારણ પોતે થઇ પડવું એવું રૂપ તે શા કામનું ?" આથી તે બાળાથી વધારે બોલાયું નહીં. આંખોમાંથી અશ્રુની નીકો ચાલવા લાગી, તે ગાલપર થઇ નીચે પડી હાથમાં રહેલા નાથસ્મારક રૂમાલને ભીંજાવી નાંખવા લાગી. પાંચેક મીનીટમાં નીકોનો વેગ બંધ થયો. તારૂણીએ ચારે

બાજુ નજર કરી પણ આકાશમાં મુસાફરી કરતા ચંદ્ર સિવાય બીજું કોઇ દેખાયું નહીં "અહો ! ચંદ્ર દેવતા !" તે તારૂણી ચંદ્રને ઠપકો આપતી બોલી, "તારી હરીફાઇ કરનાર સૂર્ય પણ નથી, કારણ તેતો જગતમાં પ્રકાશ કરવાનુંજ કામ કરી શકે છે પરંતુ તું તો પ્રકાશની સાથે પથ્થરા-ચંદ્રકાન્ત જેવાને દ્રવિભૂત કરવા સમર્થ છે ? અહા ! તારા ઉદયથી સર્વ પ્રાણીઓના નેત્રમાં કેટલો આનંદ થાય છે ? અહા ! તારા દર્શનથી લોકો કેટલા ઉલ્લાસીત થાય છે ! અહાહા ? સૂર્યનાં કિરણોથી પરિતપ્ત થયેલા પ્રાણીઓને તારાં શિતળ કિરણોથી કેવો-કેટલો અવર્ણનીય આનંદ પ્રાપ્ત થાય છે તો પણ તેં અત્યારે મારી તરફ કુદરતવિરૂદ્ધ કેમ રીતી દાખવી છે ? તું હમેશ શીત પેદા કરનાર છતાં કેમ અત્યારે મારી આસપાસ અગ્ના પ્રકટાવી રહ્યો છે ? મારીજ તરફ ક્રૂર થવાનું તારૂં શું પ્રયોજન છે ?" ચંદ્ર તરફથી નજર ફેરવી અગાશીના કઠેરાપર ભીંતને ઓઠીંગણ દેઇ બેઠી બેઠી વિચાર વા લાગી. "ઇચ્છા થાય છે કે પક્ષી ની પેઠે પાંખ ધારણ કરી" પળમાં-ઉડી યવનોના તંબુમાં પ્રાણ પાસે હાજર થઇ તેને દુઃખમાં દીલાસો આપું પણ પાંખ ધારણ કરવાની મારામાં શકિત નથી તો હવે શું કરૂં ? " ફરી આંસુ ટપકવા માંડયાં. ચપળ ચુપકી તેના કબજામાં ન રહેતાં છટકી ગઇ. ધીમે ધીમે બોલવા લાગી-

"ગઇ આશા ચાલી મુજ હ્રદયમાં જે ચમકતી,
"ગઇ તૂટી દોરી જીવન ઉચ્ચ માર્ગે વિહરતી;
"વિરામી વેરાને કદિ નહીં મળે આશ ઝરણું
"રહું અશ્રુ ભેરી હ્રદય નહીં માને સુખ અણું" ........

જોકે ઉપલી કવિતા ધીમેથી બોલાઇ હતી તોપણ ખુલ્લા દ્વારદ્વારા અંદરની ચંદા નામના દાસીના કાન સોંસરી નીકળી ગઇ. "અરેબાઇ ?"—કદાચ આ સ્નેહમયી સ્ત્રી નિરાશ થઇને આત્મઘાતિની થશે તેથી ચંદા એકદમ ગભરાતી ગભરાતી અગાસીમાં આવી બોલી. "આ શું માંડી બેઠાં છો? ભુલી ગયાં કે ? ભુલો કાં? એક વખત તમે પોતેજ મને શીખામણ આપતાં હતાં કે—દરેક મનુષ્યે સુખ અને દુઃખના પ્રસંગોમાં સમાન રહેવું જોઇએ. સુખની વખતે સુખ જોઇ હદપાર ન જવું અને દુઃખની વખતે માથે આવી પડેલું દુઃખ ધીરજથી સહન કરવું. દુઃખના વખતમાં એવી રીતે ધૈર્ય બતાવવું જોઇએ કે ભલે અનેક પ્રકારની આપત્તિઓ ઝઝુમ્યા કરે તોપણ

હીંમત ન હારતાં દૃઢ મન રાખી રહેવું. દુનિયામાં સરજાયલા પ્રત્યેક પદાર્થ કિંવા વસ્તુને અંત છે તેમ દુઃખનો પણ અંત આવ્યા વિના રહેશે નહીં. અસ્તપામેલો સૂર્ય કદિ ઉગ્યા વિના રહ્યોછે ? રાત પછી કુદરત પ્રમાણેજ દીવસ ઉગ્યાવિના રહેશે નહીં. માટે દુઃખની વખતે ધૈર્યથી દુર થવું ન જોઇએ. બહેની ! જ્ઞાનબલસાથે ધૈર્યબલ હોયતો સોનામાં કુંદનથી જડેલા હીરાની માફક ઓપી નીકળે છે. બહેન એટલું તો યાદ રાખ કે જેનામાં ઉપલાં બન્ને બલ હોય તે કલ્પનામાં આવી ન શકે એવાં મહાન કાર્યો પણ પૂર્ણ કરી બીજાને આશ્ચર્યના કુવામાં ઉતારે છે. તારામાં ઉપલા બન્ને બલ નથી શું ? હા. હા. બેશક છેજ. પણ બહેની ! હાલ વખત વધારે થયો છે તેથી અંદર ચાલો ને શયન કરો. સવારે તે બાબત નિર્ણય કરીશું. તોપણ રાત્રિમાં યોગ્ય ઉપાયની શોધ કરી સવારમાં શું ઉપાયો યોજવા તે નક્કી કરજો. ”

વાંચનાર ! ઉપલી વાતચીતથી ચંદા એક અનુભવી દાસી હોય એમ સિદ્ધ થાય છે. વૃદ્ધ ચંદા આ તરૂણ સ્ત્રીને પુત્રીની માફક લેખતી. "ભલે ચાલો" એમ કહી પદ્મિની અંદર જઇ પલંગપર સુઇ, આળોટવા મંડી. ઉંઘની પણ તેની પાસે આવવા હિંમત ચાલી નહીં. ઘડીમાં બેઠી થાય, ઘડીમાં સુવે, એમ બે ચાર વખત થયું પણ કેમે ઉંઘને હિંમત આવી નહીં. છેવટે ધીમે ધીમે ફરીથી તેજ અગાસીમાં જઇ ઉભી રહી. ચંદ્ર આ વખતે પૂર તેજથી પ્રકાશતો હતો. રજનિમાં ચંદ્રનું આવું અવર્ણનીય રૂપ જોઇ કુદરતે તેને વધારે દુઃખી કરી. "અરે ચંદ્ર" પદ્મિની પોતાની જમણા હાથની અંગુઠાપાસેની આંગળી નીચલા હોઠપર રાખી બોલી, " તું કેવો નિર્દય છે! હું મારૂં કલંકીત મુખ છુપાવવા ચારે કોર રખડતી ફરૂં છું તો તું નિર્દય થઇ મારી મશ્કરી કરવા હસતો દેખાય છે. ” આ બોલ્યાને બે કે ત્રણ પળ થઇ નહીં એટલામાં રાજબાગના એક પાસેના ઝાડપરનાં પક્ષિઓ કોઇ અચાનક કારણથી એકદમ ઘોંઘાટ કરવા મંડી ગયાં અને તે ઘોંઘાટે પદ્મિનીનું ધ્યાન ખેંચ્યું. આ જોઇ તેને વળી વિચાર થયો 'અરે ! આ પક્ષીઓ પણ મને દોષ દઈ ગાળો દેતાં જણાય છે અહા ! મારા જેવી નિર્દોષ નિર્દય આ દુનિયામાં કોઇ પણ હશે ? ઉંઘ ! તારી પણ એટલી શક્તિ નથી કે આ દુઃખી અબળાને તારા ઝપાટામાં લઇ શકે ? ” તેના મનમાં આખરે દારૂણ યાતના આવી પહોંચી. તેણે મોટેથી રોવા માંડ્યું. તેનો તીણો જવાબ ભર ઉંઘમાં સુતેલી ચંદા પાસે પહોંચ્યો. આથી તે જાગૃત થઇ એકદમ જ્યાંથી અવાજ આવતો હતો ત્યાં ગઇ. " બહેની"

ચંદા આશ્ચર્યતાથી પદ્મિનીનો હાથ ઝાલી બોલવા લાગી, " તું ગાંડી થઇ ગઇ છે કે શું ? મોટાં મોટાં પોથાં ફેરવી નાંખ્યાં તેનો સાર તો આજ કે ! વાહ ! વાહ ! શીખી તેપર પાણી કે? યાદકર યાદકર, તુંજ કહેતી હતી કે—

"तादृशी जायते बुद्धि र्व्ययोवसायांऽपितादृशः ।
सहायास्तादृशा एव यादृशी भवितव्यता ॥

જે પ્રમાણે ભાગ્યની દોરી ખેંચાવાની હોય તે મુજબજ બુદ્ધિ પ્રગટ થાય છે, તેવીજ સાધ્યતા મળે છે અને તેમજ આચરણો આદરે છે એટલુંજ નહીં પણ કાર્યના એવા સંયોગજ આવી પડે છે. વળી બીજું યાદ કર—

" भर्ताच रामो जनकःपिता च, गुरौ वंसिष्टो सकलार्थ सिद्धः ।
" सुखं न लभ्येत् तृणमात्र सीता दैवो बळी केवल मिश्वरेच्छा ॥"

"રામચંદ્ર જેવા પતિ, જનક વિદેહી જેવા પિતા, વસિષ્ટ જેવા ગુરૂ છતાં એક તૃણ માત્ર પણ સીતાને સુખ ન મળ્યું ? દૈવ ઇચ્છા બળવાન છે. માટે બ્હેન ! શોક મૂક ને ચાલ હું તારી પાસેજ સુઉં છું" આટલો વખત વિચાર કરતી મુંગી રહેલી પદ્મિની જાણે દુઃખસાગર ઉતરવાને જાણે એક સુવિચારરૂપ નાવ હાથ લાગ્યું હોય તેમ જરા હર્ષના આવેશથી બોલી, "શાબાશ! ચંદા! શાબાશ! તું જો પાસે ન હોતતો મને આડું વેતરી નાંખતાં વાર ન લાગત. સાંભળ! ઇશ્વરઇચ્છાએ મને એક નવીજ યુકિત સુઝી છે. સાંભળ ધ્યાન દઇને—

" કરમની શી દશા બાઇ ( ૨ )
વ્યભીચાર કરે કામ, ડુબાવવું આમ નામ,
હાય ! હાય ! જીવ જરૂર જાય અકળાઇ—કરમની શી દશા બાઇ.
ઠગવો જરૂર ઠાલો, થઇ જાય કાલો કાલો
ઠામ ઠામ જરૂર થાય આપ સવાઇ—કરમની શી દશા બાઇ.
* મીઆના મંગાવો મોટા, કરો હવે ડોળ ખોટા,
નામ, નામ, શીવ જરૂર થાય સુખદાઇ—કરમની શી દશા બાઇ.
ગંજાવર તંબુ તાણી મળવું છે મારે રાણી.
બાર બાર થઇ જરૂર જશે નીકળાઇ—કરમની શી દશા બાઇ.

એવા એક બહાદુર સિપાઇને ત્યાં મોકલવો કે તે અંદર પ્હોંચી જાય અંતે લુચ્ચા અલ્લાઉદીનને જણાવે કે—અમારી બાઇ તમોને શરણ થ-

* "પદ્માવતી નાટક" માંથી.

વાને કબુલ છે, પણ તેના હોદ્દા પ્રમાણે આખા શહેરની મુખ્ય મુખ્ય સ્ત્રીઓ વ-મળાવા આવશે માટે તેમને બેસવા વાસ્તે સાતસો મ્યાનાઓ મોકલો.—મ્યા-નાઓ આવશે એટલે તેમાં સ્ત્રીઓને બદલે ચિતોડના બહાદુર લડવૈયાઓને દરેકની અંદર બબ્બે એ રીતે બેસાડી દેઇશું ને અમો ત્યાંથી યુકતી કરી ન્હા-શી જઇશું—બોલ, આ યુક્તિ તને પસંદ પડે છે? "વાહ વાહ" ચંદ્રા આ-શ્ચર્ય પામી બોલી "ઠીક યુક્તિ શોધી કહાડી. મારી શિખામણ તને યાદ ર-હી ખરી. સારૂં, આ તારી આ ધારણામાં ખરેખર તું ફતેહ પામીશજ. ઇશ્વિર તેમાં તને પુરતી સહાય કરો." એમ કહી બન્ને જણીઓ અંદર ગઇ. પદ્મિ-ની સુતા પહેલાં જગનિયંતા પ્રભુની સ્તુતી કરવી ભુલી નહીં. પલંગમાં આ-ળોટતાં છેવટ નિદ્રાદેવીને સ્વાધીન થવાની જરૂર પડી.

રજની વીતી. પ્રભાત થયો. એક બહાદુર સિપાઇને ઉપલી શિખામણો આપી અલ્લાઉદીનના તંબુ તરફ રવાના કરવામાં આવ્યો. અલ્લાઉદીન ચા-ર પાંચ મુસલમાન સોબતીઓના સાથે દારૂ પીવામાં ચકચૂર થઇ રહ્યો હ-તો. રજા મળવાથી આપણા મોકલેલા સિપાઇએ અંદર દાખલ થઈ બધી વાતથી તેને વાકેફ કર્યો. તે સાંભળી તે યવન ગોથું ખાઇ ગયા વિના રહ્યો નહીં. ઘણીજ ખુશીથી પદ્મિનીની માગણીનો સ્વીકાર થયો અને બાગેલ મ્યાનાની સંખ્યા ચિતોડતરફ જલદી મોકલવાનો હુકમ થયો.

સને ૧૨૭૫માં લખમશી ચિતોડની ગાદીએ બેઠો. એના વખતમાં અલ્લાઉદીને એ વખત ચિતોડપર ચડાઇ કરી. ચડાઇ કરવાનો તેનો મુખ્ય ઉદ્દેશ ચિતોડ જીતવાનો ન હતો, પણ લખમશીને ભીમસી કરીને કાકો હ-તો તેની સ્ત્રી પદ્મિની જે બહુજ રૂપાળી હતી તેને મેળવવાનોજ હતો. પહેલી વખતની ચડાઇમાંતો શૂરા રજપુતોએ સામી લડાઈ કરી પોતાનાં પ્રાણ અર્પી ચિતોડનું રક્ષણ કર્યું હતું. પણ અલ્લાઉદીને બીજી વખતની ચડાઇ-ઓમાં જ્યારે લશ્કરથી આ કાર્ય પાર પડેલું ન જોયું ત્યારે યુક્તિથી પોતાનું ધારેલું કામ પાર પાડવાનો વિચાર કર્યો. આ બીજી વખતના હલ્લામાં રજ-પુતોનું જોર કમી થઇ જવાથી તેઓ સામા ટકી શકયા નહીં અને આખરે તેઓને અલ્લાઉદીનને શરણે થવાની જરૂર પડી. અને અત્યારસુધી સ્વ-તંત્રતા ભોગવતું ચિતોડ શહેર હવે યવનોનું થયું. પણ સીંહણનું દુધ કલ-ઇના ઠામમાં શોભે? શોભે નહીં તેતો ઠીક. રહી પણ કેમ શકે? ચિતોડ યવનોના હાથમાં રહી શકે? ના. ના. કુદરતજ તેની વિરૂદ્ધ છે.

પ્રથમ અલ્લાઉદીને કહાવી મોકલ્યું કે પદ્મિનીને મને સોંપો તો"

તોડનો ઘેરો ઉઠાવી તે પાછું આપ્યું અને વિશેષ બીજી જાગીરો પણ આપું. જ્યારે આ વાત શૂરા રજપુતોના સાંભળવામાં આવી ત્યારે તેઓનું લોહી ઉછળ્યું. બાપદાદાની આબરૂ ખોવા તેઓ જાણી જોઇને કુવામાં ઉતરે ? તેઓએ આ બાબતની ચોખ્ખી ના પાડી અને ઘણાજ ધિક્કારયુક્ત શબ્દો કહાવી મોકલ્યા, પણ કામાંધ અલ્લાઉદીનને આ શબ્દો કશી અસર કરી શકયા નહીં. છેવટે તેણે કહાવી મોકલ્યું જે જો **આયનાની મારફતે ફક્ત એકજ વખત** મને તે **પદ્મિની**નું મુખ જોવા આપશો તો હું **ચિતોડ** પાછું સોંપી ચાલ્યો જઇશ. અહાહા! વિષય અંધ માણસો કેવા મતિહિન હોય છે? નરમ થઇ ગયેલા તે રજપુતોએ ખૂબ વિચાર કરી એક બીજાનો સલાહ લઇ **અલ્લાઉદ્દીન**ની આ માગણી સ્વીકારી ને બપોરના બાર વાગતે અલ્લાઉદ્દીનને આવવાનું કહાવી મોકલ્યું.

વખતને જતાં વાર શી? લગભગ અગીઆરનો સમય થયો છે, વિદ્યાર્થીઓનાં ટોળે ટોળાં વિદ્યાલયો તરફ જવા નીકળી પડયાં છે, કેટલાક વિદ્યાર્થીઓ મિત્રો સાથે આનંદની વાતો કરતા, કેટલાક ઘેર વાચેલું યાદ કરતા, કેટલાક કવિતાબોલતા બોલતા, અને કેટલાક મુંગે મોઢે ગંભીર ચ્હેરે વિદ્યાલય તરફ જતા નજરે પડતા હતા. નાના નાના પૈસાદારનાં છોકરાઓને ચાકરો તેડીને અથવા ગાડીઓમાં બેસાડીને નિશાળે મુકવા જતા હતા. અમલદારો—કેટલાક ગાડીમાં બેસીને અને કેટલાક પગે ચાલીને મોડા થવાના ભયથી અને મોડા થઇશું તો પોલીસના ધક્કાના ભયથી ઉતાવળા ઉતાવળા કચેરીમાં જતા નજરે પડતા હતા, ધંધાદારીઓ જમવાના વખત થઇ જવાથી ઘર તરફ જતા નજરે પડતા હતા. ચિતોડ શહેરમાં ઉપર પ્રમાણે સ્થિતિ હતી ત્યારે પૂર્વદિશાના દરવાજામાં થઇ ત્રણ પુરૂષો હસ્તે ચ્હેરે જાણે કાંઇ મોટું કામ કરવા જતા હોય એમ વિચાર કરતા ચાલ્યા આવતા હતા. તેઓની દાઢી મુચ્છ, ગુચ્છા તથા પોશાકપરથી તેઓ મુસલમાન છે એમ તરત જણાતું હતું.

રાજમેહેલની અંદર **ભી**મસી **પદ્મિની**નું મોઢું અસુર લોકોને જોવા દેવું એ પોતાની જાતને કલંકરૂપ ગણી શકસાગરમાં ગોથાં ખાતો હતો. પોતે પલંગપર આળોટતો હતો. અને પાસે પદ્મિની પલંગને અઢેલીને ઉભી હતી. પોતા વાસ્તે પણ પતી આટલા દુ:ખી થાય છે એમ જાણી પોતે દુ:ખી થઇ આંખોમાંથી **ભી**મસીથી છાનાં આંસુ પાડતી હતી.

ને

* [illegible]

"મારા ધારવા પ્રમાણે"—પદ્મિની શોક કરતી પોતાના જમણા હાથની ટચલી આંગળી ડોકપર મુકી બોલી "મારે બદલે ગુલાબ દાસીનું મુખ આયનામારફતે દેખાડી પતાવીએ તો શું? કયાં એ ચ્હેરાને ઓળખે છે? "ના. ના." ભીમસી કાંઇક ક્રોધાવેશથી બોલ્યો, "રજપુતો પોતાનુ વચન કદી ઉલંઘાને કુખને એબ લગાડતા નથી. કદી જીવ જાય તો શું" ભલે તાૈજ મુખ તેને જેવા દેવું પણ તે અસુર કાંઇ વધારે ઓછું બોલે-તો પછી હું છું. મરતું તો એકજ વખત છે ને?" આ પ્રમાણે પતિ-પત્નીની વચ્ચે વીવેચન ચાલતું હતું. એવામાં બહારથી એક સિપાઇએ આવી ખબર આપી કે "મહારાજ બહાર અલ્લાઉદીન ઓર ઇસકા દો જન ખડા હે." "ઠીક" ભીમસીએ હર્ષથી પદ્મિનીને કહ્યું "કાંઈ ફીકર નહીં ફકત બેજ માણસો સાથે છે. તેણે તને માન આપ્યું તો મારે પણ તેમ કરવુંજ જોઇએ એ મારો ધર્મ છે—" "પણ—પણ" ધૈર્યથી બોલી "શું કામ લાગ ખુવો છો! બે તરવારો અહીં રાખોને બેને તમો મારશોતો એક એને તો હુંપુરો કરીશ. પછી જન્મારાની પીડા પતી આવો વખત શું કામ જવા દેવો? "ના—ના પ્રિયા" ભીમસી તિરસ્કારની નજરથી બોલ્યો "આપણો ધર્મ ચૂકી વિશ્વાસઘાત કરવો યોગ્ય નથી. પણ તે બહાર કયારના ઉભા હશે. જાઉછું સાવચેત........" "માફ કરજો" ભીમસીએ આવી અલાઉદીનને માન આપી કહ્યું "કપડાં પહેરાતાં વાર થઇ. પધારો અંદર. થોડાં માણુસો સાથે આવી મને માન આપ્યું તેથી આપનો આભારી થયો. ખાણું લઇ બહાર નિકળેલા હોવાથી ખાણાંની ના પાડી પણ ભીમસીના શુદ્ધ આગ્રહથી થોડાં ફળ તથા મેવો ખાધો. થોડીવાર વાતચીત કરી અલ્લાઉદીન ઉઠયો. મિત્રભાવથી ભીમસી પોતે ફકત બેજ માણુસો સહીત ગામના દરવાજા સુધી વળાવવા ગયો. દરવાજા પાસેથી તેણે રજા માગી રજા આપતાં અલ્લાઉદીન એકદમ ઉભો રહ્યા અને રજા લેતી વખતે એક બીજાને હાથ મીલાવતા હોય તેમ અચાનક એકદમ ભીમસીને પકડયો. સાથેનાં માણસોની તેજ વલે થઇ અને જોતજોતામાં આસપાસથી પચાશેક મુસલમાનો દોડી આવ્યા. ભીમસી સ્વપ્નું જાણવા લાગ્યો. અહાહા! પૃથ્વી તારા માથાપર વસતું એક ચંડાળ માનવી શું ન કરી શકે? માણસ પોતાના ભાવ ભજવ્યા વિના રહેતા નથી. અલ્લાઉદીન! તેં તારી દુષ્ટ ધારણા પાર પાડી ખરી! ભીમસીતો આ જોઇ સ્તબ્ધ જ બની ગયો. તેનાથી એક અક્ષર પણ બોલાયો નહીં.

એકદમ તેને મુસ્કેટાટ કરી છાવણી તરફ લઈ ગયા. ત્યાં પહોંચતાંજ હજારો મુસલમાનો તેની આસપાસ વીંટળાઇ વળ્યા. "ચેહી દુષ્ટ ! ચેહી બડા ખુચ્ચા ભીમસી" એમ ચારેકોર બૂમ ઉઠી. ભીમસી આ જોઇ અકળાઇ ગયો. તે ધૈર્યને પોતાના કબજામાં રાખી શકયો નહીં, અનાયાસે તેની રજપુત આંખોમાંથી અશ્રુ ટપકવા માંડયાં, છેવટે તેને એક જુદાજ તંબુમાં કેદ કરી તેની આસપાસ સખ્ત ચોકી રખવામાં આવી. તંબુમાં તેને કહેવરાવવામાં આવ્યું કે જયાંસુધી તું પદ્મિનીને નહીં સોંપે ત્યાંસુધી કેદખાનામાં તારે સડવું પડશે. ભીમસીનું વય આશરે ત્રીસેક વર્ષનું હતું. તેનો રંગ ઘઉંવર્ણો હતો. તેની બન્ને આંખો વેર લેવાને જાણે અધીરી થઈ ગઇ હોય તેમ આમતેમ ફરતી નજરે પડતી હતી. તે વિચાર સાગરમાં ગરક થઇ ગયો હોય તેમ જણાતું હતું. તેણે ધાર્યું કે મને અહીં પકડી કયારનાએ મુસલમાનો પદ્મિનીને પકડી લઇ ચાલતા થયા હશે. આહા ! પ્યારી! શી તારી પતિભકિત ? તારા વિના હું જીવન શી રીતે ધારણ કરી શકીશ? મારી આંખની કીકી ! તારા વિના પ્રેમ વચનથી મને કોણ બોલાવશે ? અને દુઃખમાં દિલાસો પણ કોણ આપશે ? અનાયાસે તેના મોઢામાંથી નીચેના શબ્દો નિકળી ગયા—

"મળું શી રીતે હું ?.........પડતાં,
વિયોગી રીબાઉં, શરિર દુઃખ દુર્દૈવ નડતાં;
હશે ક્યાં તું હંસી ? મન રવડતી કે પ્રિય સ્થળે,
ખરે નિર્દોષી તુ નસિબહિણ નારી કયમ મળે ?"

આંખોમાં આવેલા અશ્રુ લુછી નાંખ્યા પછી બોલાઇ જવાયું—

"રસીલી શી કાન્તિ ! કુમુદિનિ શશિ વીણુજ હશે ?
અરેરે હત્યારા ! ઇશ? નજર તારી કવ થશે ?
મધુરી પ્યારીના, અધર રસનું પાન કરવા,
સમો કયારે દેશે ? નવ સુખ વિશે દૈશ ઠરવા."

વિચાર ઉપર વિચાર આવતા ગયા. તેમ કલાક ઉપર કલાક થતા ગયા. એક—બે—ત્રણ એમ સાંજના ૭ વાગી ગયા. ધીમે ધીમે ભીમસી કેદ પકડાયાના સમાચાર પવનનીસાથે રાજમહેલમાં પહોચ્યા. વાત સાંભળતાંજ પદ્મિની જમીનપર ઢળી પડી.

સાવચેત થઇ ફરીને પછી શું થયુંતે હકીકત વાંચનારે મહેરબાની કરી આગલીના ખુણામાંથી ધ્યાન આપી સાંભળી હશે.

સાતસો મ્યાનાઓ દરબાર ગઢપાસે ખડા થયા. બહાદુર ચુંદના યોદ્ધાઓ ક્યારનાએ પોતાનું નીમકહલાલપણું સાબીત કરી આપવા દરબારગઢની અંદર આવી પહોંચ્યા હતા. તમામ મ્યાનાના ઉપર પડદા ઢાંકવામાં આવ્યા હતા. હવે જલદી ઉપડવાની તૈયારી થઇ રહી હતી. પદ્મિની પુરૂષનો પોશાક પેહેરી, કેડે એક સોનેરી મુઠવાળી તરવાર લટકાવી હાથમાં એક ભાલો લઇ ચંદાદાસીસાથે નીચે ઉતરી. તેને આવી રીતે સજ્જ થએલી જોઇ સર્વ કોઇ હાજર હતું તેનામાં જુસ્સો આવ્યો. 'હર, હર, મહાદેવ, ભીમસીમહારાજની જય" એ શબ્દો હાજર થયેલા યોદ્ધાઓના મોઢામાંથી નીકળ્યા. "મારા બહાદુર રણ વીરો" પદ્મિનીએ સેનાની સન્મુખ ઉભા રહી પોતાનું ભાષણ શરૂ કર્યું. "મારા પ્રાણનાથના સુખ દુઃખના ભાગીઆઓ! તમે તમારા નૃપને વાસ્તે ઘણું ઘણું કર્યું છે. ઉન્હાળાના સખ્તતાપમાં અને શિયાળાની કડકડતી સખ્ત ટાઢમાં તમે તેની સાથે વનમાં રઝળ્યા છો. વરસાદ વરસતો છતાં તમે તેની પીઠ છોડતા નહીં હતા નહીં સ્ત્રીના, નહીં પુત્રપુત્રીના, એમ તમો તેની સાથે રખડયા છો એ હું સારી રીતે જાણું છું. શાબાશ છે તમારી જનેતાને. વીરાઓ ! આ વખતે પણ મારે તમને મારા પ્રાણાધાર તરફથી જણાવવું જોઇએ કે આજે આપણે કટ્ટા દુશ્મનના પંજામાં જાણી જોઈને સપડાવા જઇએ છીએ માટે જાળવીને રહેજો. હું ને તે જલદીથી નીકળી જવાનાં છીએ. પાછળથી તમો તમારો ધર્મ સાચવવા જરા પણ ચુકશો નહીં. આનો બદલો તમોને ઇશ્વર આપ્યા વિના રહેશે નહીં. મારા વીરો! સ્વર્ગની દેવાંગનાઓને વરવાને તૈયાર થાઓ અને બોલો "હર, હર, મહાદેવ કૈલાસપતી હર." એકદમ અવાજ નીકળ્યો. જે પવનદ્વારા આખા શહેરમાં સંભળાયો. સર્વ કોઇ સાંભળી પદ્મિનીનાં વખાણ કરવા લાગ્યું. સેનાનો મુખ્યસેનાધીપતી આગળ આવી બોલ્યો "મહાસતીજી ! જ્યાં સુધી તમારા સેવકોના શરીરમાં જીવ છે ત્યાં સુધી અમો તમને કશીવાતે હરકત આવવા દેશું નહીં. ને લુણ હરામ કરીશું નહીં. અમારી ફરજ ભુલીશું નહીં," એમ કહી દરેક મ્યાનામાં બબ્બે ચુંટી કાઢેલા યોદ્ધાઓ બેઠા. પદ્મિની રાજમેહેલને પ્રણામ કરી ઇશ્વરની સ્તુતિ કરી તેની સહાય માગી શુભ શુકને ચંદા સાથે એક મ્યાનામાં બેઠી. તેનો મ્યાનો સર્વેની વચ્ચમાં રાખવામાં આવ્યો હતો ને તે મ્યાનાની ઓળખાણ તે ઉપર ફરકતી લાલ ધ્વજાથી થતી હતી.

બધા મ્યાનાઓ છાવણી પાસે આવી પહોંચ્યા અલ્લાઉદીનની આ સાંજણી કેવી દશા થઇ હશે તે કથવા કરતાં કલ્પની વધારે સુગમ પડશે. અંદર મ્યાનામાંથી ઉતરી રજા મેળવી અલ્લાઉદીન પાસે ગઇ અને નમીને બોલી કે "પદ્મિની આપની સેવામાં હાજર થવા તૈયાર છે, પણ સેવાને માટે ભીમસી સાથે વાતચીત કરવાને મહેરબાનીની ખાતર અરધો કલાક આપવો જોઇએ ને તેમ કરવા તમારા તંબુ આડી એક લાંબી કનાત ઉભી કરાવવા હુકમ કરવા કૃપા કરો એટલે થયું હું પણ પદ્મિની સાથે આવવાની છું." આપ ખુશી થયા ને તો બસ મહેરબાન. એકદમ એક મોટી કનાત તાણવામાં આવી. ભીમસીને બંધન મુક્ત કરી પદ્મિનીને મળવાને મોકલવામાં આવ્યો. વધારે ઢીલ કર્યાનો વખત ન હતો. ભીમસી અંદર આવ્યો કે તરતજ અગાઉથી સંકેત કર્યા પ્રમાણે એક હલકા જનાનામાં ભીમસી, પદ્મિની અને ચંદા ખસી ગયાં. ચુંટી કહાડેલા ભોઇઓ તે ઉપાડી રસ્તે પડયા. જેટલી ઝડપથી નસાય તેટલી ઝડપથી ન્હાસી ભાયાતી એક ગામમાં ખાનગી રીતે પહોચી ગયા.

અરધી કલાકને બદલે આખો કલાક વીતી ગયો પણ પ્રેમાંધ, કામાંધ-વિષયાંધ અલ્લાઉદીન વિષયઉંઘમાંથી જાગ્યો નહીં. કલાક ઉપર થોડો વખત થયો એટલે અંદર એક સિપાઇને મોકલવામાં આવ્યો. સીપાઇ ચઉદશો માણસનું લશ્કર લડાઇની તૈયારીમાં જોઇ ગભરાઇ ગયો અલ્લાઉદીનને આ વાતથી વાકેફ કર્યો. અલ્લાઉદીને લડાઇ શરૂ કરવાને બદલે અંદરથી પદ્મિનીને પકડી મંગાવવા હુકમ કર્યો. હુકમ માથે ચડાવી જે માણસો કનાતની અંદર આવ્યા તેમાંના કેટલાકનું લોહી પી રજપૂત તલવારો તૃપ્ત થઇ—લડાઇ જામી. અલ્લાઉદીનના સાગરમાં રજપુતોની ન્હાની નદીનું શું જોર! સાગરમાં નદી ભળી. થોડીવાર સુધી નદીનું પાણી દેખાતું રહ્યું અંતે તે પણ સાગરમાં ગેબ થયું.

શું પરિણામ આવ્યું? રજપુત વીરોનો જીવનરૂપી ધોધ અટકી ગયો, કારણ કાળરૂપી ધોધ સદા અખંડ પ્રવાહથી વહ્યા કરે છે તે ધોધસાથે તેઓનો જીવનરૂપી ધોધ મળી ગયો. તેઓ ગયા—સદાને માટે ગયા તો ખરા પણ નિમકહલાલી તરીકે પોતાનાં નામો આ દુનિયામાં અમર કરી ગયા.

વાંચનાર! અનુભવી વાંચનાર? દુનિયામાં તમે આટલો વખત સુધી

અનુભવ લીધો. આ વાતોનો અનુભવ લીધો પણ તેમાં જોયું શું ? જાણ્યું શું ? ચારે તરફથી તમારી દૃષ્ટિ સમીપ કેવાં કેવાં ચિત્રદર્શન થયાં તે તો વિચારો ! બીજુ શું ? જ્યાં ત્યાં દુઃખનાં ગાયન, 'નાશ—નાશ—નાશ—જગત અસાર પણ નાશવંત છે. જેટલો મોહ તેટલું દુઃખ. જેમ વધારે મોહ તેમ વધારે દુઃખ. મોહ પોતેજ દુઃખરૂપ છે.



